# નરસિંહ મહેતાની પુત્રી

# કુંવરબાઇનું મામેરું

## નરસિંહ મહેતાની હુંડી

## નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ

મૂલ્ય : રૂ. ૨-૦૦

: પ્રકાશક :

શ્રી હરિહર પુસ્તકાલય

બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ

ટાવરરોડ — સુરત.

પ્રકાશક : શ્રી હરિહર પુસ્તકાલય વતી, મનોજ જયંતીલાલ મહેતા, ટાવરરોડ, સુરત

મુદ્રક: શ્રી 'શંકર' પ્રિન્ટિંગ પ્રેસ વતી, સુંદરરાવ શંકરરાવ નિકમ, ચૌટાપુલ, સુરત.

# કુંવરબાઇનું મામેરું

❀

કડવું ૧ લું–રાગ : આશાવરી

શ્રી ગુરુ ગણપતિ શારદા હું સમરું સુખે સદા,
મન મૂકી કહું મામેરું મહેતા તણું રે.

* ઢાળ *

મામેરું મહેતાતણું પદ બંધ કરવા આશ;
નરસિંહ મહેતો ભક્ત બ્રાહ્મણ જૂનાગઢમાં વાસ.
ભાભીએ એક વચન કહ્યું, મહેતાને લાગી દાઝ;
પરિત્યાગ કીધો ઘરતણો, મહેતા વન ગયા તપ કાજ.
તે વન વિષે એક દહેરું દીઠું, અપૂજ્ય શિવનું લિંગ;
નરસૈંયે તેની પૂજા કીધી, અંતરમાંહી ઉમંગ.
ઉપવાસ સાત મહેતે કર્યા, તવ રીઝયા શ્રીમહાદેવ;
કમળની પેરે લિંગ વિકસ્યું, પ્રભુ પ્રગટ થયા તતખેવ.
કર્પૂર ગૌર સ્વરૂપ શોભા, ધર્યાં ઉમિયા ડાબે પાસ:
બિરાજે જટામાં જાહ્નવી, નિલવટ ચંદ્ર પ્રકાશ.
તે રુંઢમાળા સર્પવિભૂષણ, વાઘાંબર ગજચર્મ;
વાજે ડાક ડમરું શંખ શંગી, મહેતે દીઠા પરિબ્રહ્મ.
તવ નરસૈંયો જઈ પાયે લાગ્યો, ત્યારે મસ્તક મૂક્યા હાથ;
માગ્ય માગ્ય હું પ્રસન્ન છું, એમ બોલ્યા ઉમિયાનાથ.
મહેતો કહે મહાદેવજી, એક માગું છું સ્વામીન,
તમ તણું દર્શન પામિયો, હવે વિષ્ણુનું દર્શન.

ધન્ય ધન્ય સાધુ શિવ કહે, તને ભકિતની છે આશ;
અખંડ વ્રજમાં ગયા તેડી, જ્યાં હરિ રમે છે રાસ.

* વલણ *

રાસમંડળની રચના, લીલા શી વખાણે કવિ,
નરસૈંયો કૃતારથ થયો, તે કૃપા શ્રી હરિની હવી.

કડવું ૨ જું–રાગ : ધનાશ્રી

અદ્ભુત લીલા રાસ વરાજે જી,
દર્શન કીધે ભવદુ:ખ ભાજે જી,
ગોપીકા ગાય વાજિંત્ર વાજે જી,
મહા સુખ દીધું શિવ મહારાજે જી.

મહારાજે શિવ મહારાજજીએ, ગ્રહ્યો મહેતાનો હાથ;
ને સદાશિવને દેખીને, સામા આવ્યા વૈકુંઠરાય.
હરિ હર હરખીને મળ્યા, નમી ગોપી શિવને પાય;
નરસૈંયો જઈ નમ્યો નાથને, તવ પૂછે ગોકુળરાય.
કહો સદાશિવ આ કોણ છે, તમે દેખાડયો આ ઠામ;
મહાદેવ કહે એ દાસ તમારો, વિપ્ર નરસિંહ નામ.
ભકિત ઇચ્છે તમ તણી, કીર્તન કરે ગુણ ગાય;
કરુણા કરો શ્રીકૃષ્ણજી, તવ બોલ્યા વૈકુંઠરાય.
હાથ ગ્રહી તમે તેડી લાવ્યા, સદાશિવ ભગવાન,
એ નરસૈંયો મેં ભક્ત કીધો, ઉદ્ધવ વિદુર સમાન.
મસ્તક ઉપર હાથ મૂકી, કહે શ્રી ગોપાળ;
દુ:ખ વેળા મને સંભારજે, હું ધાઈ આવીશ તત્કાળ.

કરજે તું કીર્તન ભક્તિ મારી, તરીશ ભવ સંસાર;
આ દીઠી તેવી લીલા ગાજે, કેવળ સર્વ શણગાર.
પછી રાસ મંડળની રચના, દેખાડી તેણીવાર;
નરસિંહ મહેતા પ્રત્યે બોલ્યા, સ્વામી શ્રીત્રિપુરારિ.
રખે લોકાચાર મનમાંહી ગણતો, મસ્તક માટે ભક્તિ
રાધાકૃષ્ણનો વિવાહ ગાજે, જુએ તેવી જુક્તિ
અંતરધ્યાન થયા એમ કહીને, ભોળા શંકર દેવ;
પળ માત્રમાં નરચાસૈંને મૂક્યો, જૂનાગઢ તતખેવ.
થઈ નરસૈંયાની નિર્મળ વાણી, કવિ શક્તિ ભક્તિ અપાર
રાધાકૃષ્ણ શું રંગ લાગ્યો, ગણે તૃણવત્ સંસાર.
પછી તાલ વાતા ગીત ગાતા, પધાર્યા પૂરમાંય;
નરસિંહ મહેતા જઈને નમિયા, ભાભી કેરે પાય.
તમને ગોરાણી મેં પ્રમાણી, સુંને કહ્યું કઠણ વચન;
હરિ હર બંને મુજને મળ્યા, ભાભી તમારું પુણ્ય.
પુણ્ય તમારું માત મારી, મને મળ્યા શ્રી પરિબ્રહ્મ રે;
છે સાધ્વી સ્ત્રી મહેતા તણી, પછી માંડયો ગૃહસ્થાશ્રમ રે

કડવું ૩ જું -રાગ : વેરાગી

મહેતે માંડયો ગૃહસ્થાશ્રમ, પતિવ્રતા ઘેર નારીધર્મ;
દામોદરની સેવા કરે, માળા તિલક ને મુદ્રા ધરે.
સાધુ વેરાગી વૈષ્ણવ સંગ, શંખ તાલ ને વાગે ચંગ
ચોકમાંહી તુલસીનાં વન, હરિભગત મહેતો તદાકાર
નહિ ખેતી ઉદ્યમ વેપાર, હરિભગત મહેતો તદાકાર
જે આવે તે વૈષ્ણવ જમે, ગુણ ગાઈને દા'ડા નિગમે.

વિશ્વંભર પૂરું પાડે અન્ન, વિશ્વાસ ઘણો મહેતાને મન;
બે સંતાન આપ્યાં ગોપાળ, એક પુત્રી ને એક જ બાળ;
શામળદાસ કુંવરનું નામ, તે પરણાવ્યો રૂડે ઠામ;
કુંવરબાઇ નામે દીકરી, પરણાવ્યા રૂડો વિવાહ કરી.
પામ્યા મરણ પત્ની ને પુત્ર, મહેતાનું ભાંગ્યું ઘરસૂત્ર
પતિવ્રતા વહુ વિધવા થઈ, કુંવરબાઇ તે કુશળ રહી.
સૌ પુત્ર મરતે રોયાં લોક, મહેતાને તલમાત્ર ન શોક;
ભલુ થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ.
કુંવરબાઇ તે મોટી થઈ, આણું આવ્યું ને સાસરે ગઈ;
સસરો શ્રીરંગ મહેતો નામ, મોટું ઘર કહાવે બહુ દામ
સાસરિયાંને ઘણું અભિમાન, ધનતણું અતિ કરે ગુમાન
નણંદ જેઠાણી વાંકું ભણે, કુંવરબાઇને દુબળી ગણે
આવો વૈષ્ણવની દીકરી, સાસરવેલ સૌ પાવન કરી;
ચેષ્ટા કરે સાસુ ગર્વ ભરી, કુંવરબાઇ નવ પાછી ફરી.
છે લઘુ વેષ નાનો ભરથાર, તે નર પ્રીછે વિવેક વિચાર
કુંવરબાઇનું આવ્યું સીમંત, સાદર વાત ન પૂછે કંથ;
રૂપ દેખી અતિ વહુવરતણું, સાસરિયાં મન હરખે ઘણું
કહે મહેતો છે હરિનો દાસ, મોસાળાની શી કરવી આશ.
વહુનો આરયો વીતે ખરો, કાંઇક મોસાળું ઘરથી કરો.
દુર્બળની દીકરી રાંકડી, આચાર કરી બાંધી રાખડી.
ન કહાવ્યું પિયર કોને કહ્યું, પંચમસી તો એળે ગયું;
શ્રીમંતના રહ્યા થોડા દિન, કુંવરબાઇને ચિંતા મન.

ઓશિયાળી દીસે દામણી, વહુવર આવી સાસુ ભણી;
બોલી અબળા નાચી શિસ, બાઇજી રખે કરતાં રીસ.
આપણો ગોર પંડયો ખોખલો, જૂનાગઢ સુધી મોકલો,
મોકલો લખાવી કંકોતરી, તવ સાસુ બોલે ગર્વે ભરી.
કું વહુવર તને ઘેલું લાગ્યું, મા મુઇ ત્યારથી મહિયર ભાંગ્યું;
તાળ વજાડી કીર્તન કરે, નાચી કૂદીને ઉદર ભરે.
દરિદ્રમાં ફેરા ફેરા, તે મોસાળુ ક્યાંથી કરે;
જે સગાંઓ અર્થ નવ સરે, શું થાયે તેને નોતર્યે.
મહેતાને વહાલું હરિનું નામ, જોવા મળશે બધું ગામ;
તમને શો મળવાનું હેત, અમો નાતમાં થઇએ ફજેત.
તમારો સસરો લાજે બાઇ, વણ આવે સરશે વેવાઇ,
કુંવરબાઇ તવ આંસુ ભરી, સાસુ પ્રત્યે બોલી ફરી.
બાઇજી એમ બોલતાં શું ફગો, દુર્બળ પણ પોતાનો સગો,
અહીં આવી પાછા જશે ફરી, એ રીતે મળશું બાપદીકરી.
સાસુને મન કરૂણા થઇ, પોતાના સ્વામીને પૂછ્યું જઇ,
રહ્યા સીમંતના થોડા દહાડા કુંવરવહુ ને છે આડા.
લખી મોકલો કંકોતરી, મળવા દોને બાપદીકરી,
વેવાઇને લખીએ એક પત્ર, જેમ તેમ કરતા આવજો અત્ર.
શ્રીરંગ મહેતો પરમ દયાળ, એક પત્ર લખ્યો તત્કાળ,
સ્વસ્તિશ્રી જૂનાગઢ ગામ, હરિ વૈષ્ણવનો વિશ્રામ.
નાગરી નાતતણા શણગાર, સાધુ શિરોમણી પરમ ઉદાર,
ભક્ત નામક વૈષ્ણવના ધણી, સદા કૃપા હોય કેશવતણી
સર્વોપમા જોગ કરુણા ધામ, મહેતા શ્રીપંચ નરસેં નામ;

અહિ સહુને છે કુશળક્ષેમ, લખજો તમો આણી પ્રેમ.
એક વધામણી સમાચાર. અમારા ભાગ્ય તણો નહિ પાર;
કુંવરવહુને આવ્યું સીમંત, અમ ઉપર ત્રુઠયા ભગવંત.
માઘ સુદિ સપ્તમી રવિવાર, મુહૂર્ત અમે લીધું નિર્ધાર;
તમો તે દિન નિશ્ચય આવજો, સગાં મિત્ર સાથે લાવજો
ન આણુશો મનમાં આશંક, તમ આવે પામ્યા લખટંક;
ઉજળો સગો આવ્યે બારણે, સોનાનો મેરૂ કીજે વારણે.
જો મહેતાજી નહિ આવો તમો, ખરેખરાં દુભાઇશું અમો;
આપ્યું પત્ર ગુરુના કરમાંય, પંડયો ખોખલો કર્યો વિદાય.
કુંવરબાઇએ તેડયા ઋષિરાય, એકાંતે બેસાડી લાગી પાય;
ત્યાં બે દહાડા પરૂણા રહેજો, મહેતાને સમજાવી કહેજો.
કાંઇ મોસાળું સારૂં લાવજો, સંપત્ત હોય તો ત્યાં આવજો,
કાંઇ નામ થાય જો પૃથ્વી તળે, સાસરિયાનું મેણું ટળે.
જો અવતાર આજનો જશે. ભવનું મેણું મુજને થશે;
આલબાણ નણદી મારશે, શત્રુનું કામ દિયર સારશે.
રખે નાગર નાતે કૌતુક થાય, તમારે માથે છે વૈકૂંઠરાય;
પંડયો ખોખલો કીધો વિદાય, સદ્ય પહોંચતો જૂનાગઢ માંય.

* વલણ *

જૂનાગઢમાં પંડયો આવ્યો, મહેતાજી લાગ્યા પાય રે;
સ્તવનસ્તુતિ પૂજા કરી, પછી માંડી પાટ સુખદાય રે

કડવું ૪ થું —રાગ : ધના શ્રી

ખોખલે પંડયે પત્ર જ આપ્યું, મહેતાજીને હાથજી;
વધામણી કાગળમાં વાંચી, સમર્યા વૈકુંઠનાથજી.

મામેરું પુત્રીનું કરવું, ઘરમાં નથી ખોટો દામજી;
ત્રિકમજી ત્રેવડમાં રહેજો, દ્રવ્ય તણું છે કામજી.
ભોજન કરાવી દક્ષિણા આપી, મહેતા લાગ્યા પાયજી;
મોસાળું લઈ અમો આવીશું, ગંડયા કીધા વિદાયજી.
નરસેંહ મહેતે ઘેર તેડાવ્યા, સગા તે વૈષ્ણવ સંતજી;
મોસાળું લઈ આપણે જાવું છે, કુંવરબાઈનું સીમંતજી
જૂની વે'લ તે ધૂસરી વાંકી, સાંગી સોટા ભાગીજી;
કોના તળાયાને કોની પિંજણિયો, બળદ આણ્યા બેમાંગીજી.
મહેતાજી મામેરે ચાલ્યા, સમર્યા શ્રી જગદીશજી;
ત્રણ સખિયો સંઘાથે ઘાલી, વેરાગી દશ વીશજી.
સંપુટ ત્રાંબાની ડાબલીનો, તેમાં બાળ મુકુંદજી;
કંઠે હાર કરીને રાખ્યા, દામોદર નંદનનંદજી.
વે'લની પૂંઠે કોથળો બાંધ્યો, માંહી ભર્યાં વાજિંત્રજી;
ગાંઠડી એક ગોપીચંદનની, તુલસીકાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળસીમાળજી;
નરસૈયાને નિર્ભય છે જે, જેમવશે શ્રી ગોપાળજી.
બળ હીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી;
શોર પાડે ને ઢાળ ચઢાવે. જે જે વૈકુંઠ નાથજી.
એક બળદ ગળિયો થઈ બેસે, આખલો તાણી જાયજી;
પડયા ને પૂંછ ગ્રહી ઉઠાડે, કૌતુક કોટિ થાયજી.
સાલે સાલ જૂજવા દિસે. રથતણાં બહુ વક્રજી;
સાગીનો બહુ શબ્દ ઊઠે, ચૂંચવે છે બહુ ચક્રજી,
ચડે બેસે ને વળી ઊતરે, લે રામ કૃષ્ણનું નામજી;

મ્ખ્યાન્હે મહેતાજી આવ્યા, જોવા મળ્યું સૌ ગામજી;
શું જાણે વૈષ્ણવનો મહિમા, વિષયી પુરનાં લોકજી;
કોડ પહોંચ્યા કુંવર વહુના, મામેરુ છે રોકડજી.

* વલણ *

રોક મામેરું મહેતા લાવ્યા, જુઓ વૈષ્ણવની વસાતરે;
એકેકી માળા આપશે સૌ, પહેરશે નાગરી નાતરે.

કડવું ૫ મું—રાગ : મારુ

સુણી શ્રીરંગ મહેતો આવ્યા ધાઈ, ભાવે ભેટયા બંને વેવાઈ,
મળ્યો જમાઈ જમાઈનો ભ્રાત, મળ્યો સહુ નાગરનો સાથ.
કપટે ભેટી પાછા ખસે, જોઈ જોઈ સામગ્રીને હસે,
ઊતરવા ઘર આપ્યું એક, ઝાઝા ચાંચડ મચ્છર વિશેક.
આડા ટેકરા વસમો ઠામ, ઉપર નહિ નળિયાંનું નામ,
કોહ્યું છાજ ને જૂની વળી, ભીંત્યો દ્વાદશ બેવડ વળી.
ઝાઝા માંકડ ઝાઝા જુઆ, ત્યાં મહેતાના ઉતારા હુઆ,
વેવાઈ ગયા ઉતારો કરી, બોલે હસણી નાત નાગરી.
કુંવર વહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરી ખોઈએ પાપ,
મહેતાને જોવા હરખે ભરી, ઘેર ઘેરથી ચાલી સુંદરી,
મન વિના મહેતાને નમે, સારું થયું આવ્યા તમે,
માંહો માંહે કહે સુંદરી, મહેતો દીઠે દીઠા હરિ.
જુઓ સાથ કેવો ફૂટડો, એને પરમેશ્વર ઢૂંકડો,
કુંવરવહુનું ભાગ્યું દુઃખ, એવું કહીને મરડે મુખ.
જુઓ બળદ મહેતાજી તણા, બગાઈઓ શબ્દ કરે છે ઘણા,
વગાડશે મંડપમાં શંખ, નાગરી નાતમાં રહેશે રંગ.

આ ગાંઠડી વળઆડી લટકે, તાળના જોડાં બાંધ્યાં પટકે;
તુળસી કાષ્ઠતણો એ ભારો, હવે મામેરાનો શો ઉધારો.
છાબમાં તુળસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે;
વેરાગી હરિના ગુણ ગાશે, એટલે મોસાળું પુરૂ થાશે.
એમ નાગરીક કૌતુક કરે, ટોળ કરીને પાછી ફરે;
કુંવરબાઈએ જાણી વાત, મોસાળુ લઈ આવ્યા તાત.
ઉતાવળી મળવાને ધસી, બોલી નણંદી મર્મે હસી,
આ શું પિતાપુત્રીનું હેત, શાને કરવા આવ્યો ફજેત.
લજાવ્યું સાત પેઢીનું નામ, સાથે વેરાગીનું શું કામ,
શું મળવા ચાલ્યા એકલાં, એ બાપથી ન બાપા ભલાં.
કઠણ બોલ એવા સાંભળી કુંવરબાઈ બોલી પાછી વળી;
નણદી શું મચ્છર આવડો, પૂઠેજથી બાઈશું બડબડો.
સુખી પિતા હશે જે તણો, તે પુત્રીને લાભ જ ઘણો,
કોનો પિતા લખેશરી કહાવે, તે તો મારે શો ખપ આવે.
રાંક પિતા આવ્યા મુજ ઘેર, એક કાપડું સોનાનો મેર,
તમે મન માને તે કહો, એ પિતા મારે જીવતો રહો.
એમ વચન નણદીને કહી, પૂછે પિતા પાસે પુત્રી ગઈ,
દુર થકી દીઠી દીકરી, મહેતાએ સમર્યા શ્રીહરિ.
અન્યોન્ય કયણાં ભરી, ભેટયાં બઉઆ આદર કરી,
મહેતે મસ્તક મૂકી હાથ, પાસે બેસાડી પૂછી વાત.
કુંવરબાઈ કહો કુશળક્ષેમ, સાસરિયાં કાંઈ આણે છે પ્રેમ,
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળુ કરશે શ્રીહરિ.

કુંવરબાઈ બોલી વીનવી, મોસાળું કાંઇ લાવ્યા નથી;
નાગરી નાતે રહેશે કેમ લાજ, વિના દ્રવ્ય આવ્યા શે કાજ.
નિર્માલ્ય નિર્ધનનો અવતાર, નિર્ધનનું જીવ્યું ધિક્કાર;
નિર્ધનને કોઈ નવ ગણે, નવ રાખે ઊભો આંગણે.
ચતુરપણું નિર્ધનનું જેહ, ઘેલા માંહી ગણાએ તેહ;
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું કાંઈ બીજું નહી.
પિતાજી કાંઈ ઉદ્યમ નવ કરો, ધનનો નવ રાખો સંઘરો,
આ અવસર સચવાશે કેમ, પિતાજી તમે વિચારો એમ.
નથી લાવ્યા કંકુની પડી, નથી લાવ્યા મોડ નાકા છડી,
નથી માટલી, ચોળી ને ઘાટ એમ શું આવ્યા બારેવાટ.
કેમ કરી લજ્જા રહેશે તાત, હું શે ન મુઇ મરતે માત;
માત વિના સુનો સંસાર, માતા વિના તે શો અવતાર.
જે બાળકની માતા ગઈ મરી, બાપની સગાઇ સાથે ઊતરી;
જેવું આથમતા રવિનું તેજ, મા વિના એવું બાપનું હેત.
સુરભિ મરતાં જેવું વચ્છ, જળ વિના જેવું તલપે મચ્છ;
ટોળાં વછોઇ જેવી મગલી, મા વિના દીકરી એકલી.
લવણ વિના જેવું ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન;
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ઘડો ફુટે રઝળે ઠીકરી, મા વિના એવી દીકરી,
ગોળ વિના મોળો કંસાર, માત વિના સુનો સંસાર.
શીદ કરવા આવ્યા ઉપહાસ, સાથે વેરાગી પાંચ પચાસ;
શંખ તાળ ને માળા ચંગ, એ મોસાળું કરવાના ઢંગ.
ન હોય તો પિતા જાઓ પાછા ફરી, એવું કહીને રોઇ દીકરી;

મહેતે મસ્તક મૂક્યો હાથ, કરશે મોસાળું શ્રી વૈકુંઠનાથ.
પહેરામણી કરવી હોય જેટલી, આસામી લખી લાવો તેટલી;
લખજો સાસરિયા સમસ્ત, વિસારશો મા એકે વસ્ત.
વચન મહેતાજીના સુણી, કુંવરબાઈ આવ્યાં સાસુ ભણી;
મારે પિતાએ મોકલી હુંય, લખો કાગળમાં જોઈએ શુંય.
સુખ મરડીને બોલી સાસુ, શો કાગળ ચીતરવો ફાંસુ;
છાબમાં તુલસીદળ મૂકશે, ઊભો રહીને શંખ ફૂંકશે.

* વલણ *

ફૂંકશે શંખ ઊભો રહી, નરસૈંયો મોસાળું શું કરે,
સંવાદ વહુવરનો સાંભળી, પછે વડસાસુ એમ ઓચરે.

કડવું ૬ ઠું-રાગ : સામેરી

વડ સાસુ ઘણું ભારે માણસ, બોલ્યા પરમવચન, વહુજી:
વડી વહુ તમે કાંઇ નવ જાણો, મહેતો વૈષ્ણવજન. વહુજી.
જેને સ્નેહ શામળિયા સાથે, તેને શાની ખોટ, વહુજી.
પહેરામણી મનગમતી માગો, કરો નાગરી ગોઠ. વહુજી.
કુંવરબાઇને કાગળ આપ્યો, લખો લખાવું જેમ, વહુજી.
રૂડો વેવાઇ આંગણે આવે, કોડ ન પહોંચે કેમ. વહુજી:
લખો પાંચશેર કંકુ જોઇએ, શ્રીફળ લખો સોસાત. વહુજી:
વીસ મણ વાંકડિયાં ફોફળ, મળશે મોટી નાત. વહુજી.
પાંચ વસ્ત્રના પંચવિસ વાઘા, ચાર ચોકડી તાસ, વહુજી.
લખો પછેડી પંદર કોડી, પટોળાં પાચ પચાસ. વહુજી.
સાઠેક સુગટને સોએક ચણિયા, ચીર લખો ચાલીસ, વહુજી.

ધોતિયાં બ્રાહ્મણને જોઇએ, તે લખો કોડી ચાર. વહુજી.
એ કોડી જરકશીની સાડી, રેશમી કોડી બાર, વહુજી.
સાદી સાડીઓ લખો ત્રણસે, છાબલ લખો સેંચાર. વહુજી.
ઘરસાડી લખો દશવીશ કોડી, સોળ કોડી લખો ઘાટ, વહુજી.
છીંટ મારવા ટુકડી સો એક, નવ કોડી લખો ઘાટ. વહુજી.
મશરૂ અજીયોણી કીવાઈ, લખો થાન પચાસ, વહુજી.
હજાર બારસે લખો કપડાં, લોક કરે બહુ આશ. વહુજી.
સોલસેં લખો શેલા સાળુ, તેલ પાનનો શો આંક, વહુજી.
આશરા પડતું મેં લખાવ્યું, બાપ તમારો રાંક. વહુજી.
તુમને સોળ શણગાર ઘડાવે, બાપ લડાવે લાડ, વહુજી.
ઘટે જ બાઇને સોનાના સાંકળાં, તેમાં અમને શો પાડ વહુજી.
સહસ્ત્ર મહોર સોનાની રોકડી કહેતાં પામું ક્ષોભ, વહુજી.
ઘરડાં અમે માટે ધર્મે લખાવ્યું, ન મળે ઝાઝો લોભ વહુજી.
એ લખ્યાથી અદકું કરો તો તમારા ઘરની લાજ, વહુજી.
તવ મુખ મરડી નણદી બોલી. સિદ્ધ થયા સર્વ કાજ; વહુજી.
મારે મોટા બે પહાણુ લખોની જે મહેતાથી અપાય, વહુજી
ડોસી કહે શો શો કરો છો, લખતાં તારું શું જાય. વહુજી.

* વલણ *

શું જાય લખતાં તારું, વડ સાસુ વિકરાળ રે,
કાગળ આપ્યા હાથમાં પડી પેટડિયામાં ફાળ રે.

કડવું ૭ મું – રાગ : મારું

ડાટ વાળ્યો રે ડેસીએ ડાટ વાળ્યો રે,
વડસાસુ વેરણ થઇ મારી, હરખ હૈયાનો ટાળ્યો રે. ડા.

મીઠા વચની ને થોડાં બોલી, હીંડે હરિગુણ ગાતી રે,
પરબારથી થઇ પત્ર લખાવ્યું, મનમાં મોટી કાંતી ડો.
કાગળ લઇને કુંવરબાઇ આવ્યાં, પિતા કેરે પાસ રે,
વડ સાસુએ વિપરિત લખાવ્યું કહો હવે શું થાશે. ડો.
લખેશ્વરીથી ન પડે પૂરું, એવું આંહી લખાવ્યું રે,
સાધુ પિતાને મહાદુઃખ દેવા, સુને સીમંત શાને આવ્યું, ડો.
સહસ્ત્ર મહોર સોનાની રોકડી, વસ્ત્રતણું નહિ લેખું રે,
તાતજી હું તમારી પાસે કોડી એક ન દેખું. ડો.
પિતાજી તમો પાછા પધારો, અહીં રહે ઇજ્જત જાશે રે,
મહેતાજી કહે પુત્રી મારી રહો તમે વિશ્વાસે,
ડોસીએ રૂડું કીધું રે, આપણું કારજ સિધ્યું રે ડો.
શા માટે આ અવસર નહિ ભૂલે તું કાં આંસુડાં પાડે રે,
દામોદર કાંઇ નથી દોહ્યલા, નહિ કરજે કાઢે. ડો.
કુંવરબાઇ તમે ઘેર પધારો, આપણું એમાં શું જાશે રે,
જો મામેરું હરિ નહિ કરે તો ઉપહાસ એનો થાશે. ડો.
પાંચાળીનાં પટકૂળ પૂર્યાં, નવસે ને નવાંણું રે,
તે રીતે મામેરું કરશે, તું થાવા દેને વહાણું ડો.
વિશ્વાસ હૃદયમાં રાખો તમે, છો વૈષ્ણવની બાળા રે,
આપણું એ પ્રતિપાલન કરશે. શામળિયો ગોપાળ ડો.
હેડે હેત દીકરીને આવ્યું, સુણી તાતની વાણી રે,
કુંવરબાઇ ફરી મંદિરે આવ્યાં, વિશ્વાસ ઉરમાં આણી ડો.

કડવું ૮ સું — રાગ : ગોડી

જોજો રે કૌતુક કળિજુગનું, વૈષ્ણવની ચેષ્ટા થાય રે,
વાંકા બોલી નાતા નગારી, સહેજે બોલે અન્યાય રે. કૌ.

ભોજન કરવા મહેતાજી તેડયા, સાથે બહુ બેરાગી રે;
ટોળે મળી નાત નાગરી, જોઈ જોઈ હસવા લાગી રે. કૌ.
ચીર્યાં તીલક ને તુળશીની માળા, છાપાં અંગ બિરાજે રે;
વેવાઇનાંરૂપ જુઓ રે બાઇઓ, કોટિકકંદર્પ લાજે રે. કૌ.
મલાર ગાશે ન્હાતી વેળા, વરસશે વરસાદ રે,
પ્રસાદ કરતાં થાળ ગાશે, જાણશે જાદવનાથ રે. કૌ.
સ્નાન કરી સૌ નાગર બેઠા, જેને જેશું મળતું રે,
મહેતાજીને ન્હાવા માટે, જળ મેલ્યું કળકળતું રે. કૌ.
જેમ તેલ કઢા તતી ઉકાળી, સુધનવાને તળવા રે;
તેમ વેવાણે જળ ઉકાળ્યું, મહેતાજીને છળવા રે. કૌ.
ઉષ્ણોદક ઊનું દેખીને, મહેતે માગ્યું ટાઢું પાણી રે;
મર્મવચન મુખ મરડીને બોલી કુંવરબાઇની જેઠાણીરે કૌ.
માગ્યા મેહ વરસે મહેતાજી, તો અમ પાસે શું માંગો રે;
બાજઠે બેઠાં તાળ મંગાવી, બોલ હૃદયમાં વાગ્યો રે કૌ.
સ્મરણ કીધું શામળિયાનું, આલાપ્યો રાગ મલાર રે,
નાગર લોક જોવાને મળિયા, બોલે વ્યંગ ઉચ્ચાર રે. કૌ.

કડવું ૯ મું – રાગ: સોરઠ મલાર

મહેતાજી બેઠા બાજઠે, સમર્યા શ્રીગોપાળ,
મલાર ગાયો પ્રીતશું મેઘ ગરજ્યો વજાડી તાળ, મહેતા.
ઉપહાસ થાય તારા દાસનો, શામળિયા કરો સહાય.
ઉષ્ણોદક અતિ ઉકાળ્યું, નાખ્યું શ્રીફળ ફાટી જાય. મ.
જેમ કઢા ઉકળી તેલની, કોપ્યો હંસધ્વજ રાય.
તારી કૃપાએ ટાઢું થયું, ઉગાર્યા સુધન્વાય. મ.

હુંડી સ્વીકારી તેં શ્યામળા, આપ્યા રૂપૈયા સેંસાત,
તે વિશ્વાસે વળગી રહ્યો, વિઠ્ઠલ મોકલજો વરસાદ. મ૦
સમોવણ નહિ આપો શ્યામળા, કરશો મામેરું કયમ
વિનંતી નરસૈયાની સાંભળી, પ્રેર્યાં ઘન પરિબ્રાહ્મ મ૦
પળમાંહે આભ ઘટા થઈ, ચોદસ ચઢયો અંધકાર,
ગગન વિષે ઘન ગડગડે, થાય વીજતણા ચમકાર. મ૦
ઊડે ફોરણ બહુ કાંકરા, વરસે મુશળધાર,
વહેવાઈના ઘરમાં જળ ધસ્યું કરે લોક પોકાર. મ૦
સર્વ નાગરીઓ પાયે પડે, ક્ષમા કરો અપરાધ,
અમો અજ્ઞાને ન ઓળખ્યા, તમે શિરોમણી સાધ. મ૦
શ્રીરંગ મહેતો સ્તુતિ કરે, વહેવાણો માગે માન,
વરસાદ વિસર્જન થયો, કીધું મહેતાજીએ સ્નાન. મ૦
ઠગ નાગર કહે થયું માવઠું, એમ થાય છે બહુ વાર,
પ્રતિત ન પ્રત્યક્ષ પારખે, કળિજુગનો પ્રકાર. મ૦

* વલણ *

મહેતાજી ભોજન કરવા બેઠા કરમાં લીધી તાલ રે,
ટોળું વેરાગી તણું, તેણે ગાવા માંડી થાળ રે.

કડવું ૧૦ મું-રાગ : સામેરી

મહેતે માંઈ પ્રસાદ થાળી, આરોગાવ્યા શ્રીવનમાળી,
લીધો પ્રસાદ પૂરણ પ્રીતે, પછી શું થયું રજની વીતે.

* થાળ *

વીતી રજની કીર્તન કરતાં, થયો પ્રાતઃકાળ રે,
કુંવરબાઈ આવ્યા પિતા પાસે, હવે મોસાળની કરો ચાલ રે.

મહેતાજી કહે પુત્રી મારી, જઈ ન્યાતને તેડાં કરો,
વિશ્વાસ આણી મંડપમાંહી, એક છાબ ઠાલી જઈ ધરો.
જ્ઞાતિ સગાં સહિત પધરાવો, સર્વ કુટુંબ પરિવારજી,
છે વાર જ્ઞાતિ મળ્યા તણી, નથી મોસાળાની વારજી.
કુંવરબાઈ કહે તાતજી મને કેમ આવે વિશ્વાસરે;
ઠાલી છાબ હું કેમ ધરૂં, થાય લોકમાં ઉપહાસરે.
મહેતાજી કહે પુત્રી મારી, છો વૈષ્ણવની દીકરી,
તારે મારે ચિંતા શાની, મોસાળું કરશે શ્રીહરિ.
મર્મ વચન સુણી તાતનું, સાસુ કને આવી વહુ,
મારા પિતા મોસાળુ કરે છે, સગા મિત્ર તેડો સહુ.
આખલે પડયે તેડાં કીધાં, મેળવ્યું બધું ગામ,
વહેવાઈ વર્ગ એણીપેર બોલે, મહેતા મૂકીને જાશે ગામ.
મંડપમાં મહેતાજી આવ્યા, હાથ ગ્રહી છે તાળ રે,
નાગર સહુ ઊભા થઈ, કહે પ્રેમે જેગોપાળ રે.
મંગાવી એક છાબ ઠાલી, તે ચોકમાં આણી ધરી,
મહેતાજીએ શંખ ફૂંકયો, વિનંતી શ્રીહરિને કરી.

કડવું ૧૨ મું–રાગ : મારુ

મહેતે વગાડયો શંખ, સમર્યા શ્રી વનમાળી,
લાગી હસવા ચારે વર્ણ, માંહોમાંહે દે તાળી.
જુઓ મોસાળાના ઢંગ વહેવાઈએ માંડયા,
નાગર વહેવાર, એણે સર્વ છોડયા.
છાપા તિલક ને તાળ, જુઓ તુળસી માળા,
નરસૈંયો કરશે નૃત્ય, સાથે ટોપીવાળા.

જોવા મળી નાગરી નાર્ય, બહુ ટોળેટોળાં.
મુખ મરડી કરે વાત, અપગે ઘર ચેળાં,
વહુ નહાની મેટી નાર, મડપમાજ મળી.
કરે વાંકી છાની વાત, સાંકરપેંજે ગળી.
અહેતાને કરે જેશ્રીકૃષ્ણ, હસી પૂછું જોતી.
મુખ ઉપર લળકે સાર, વેસરના મોતી.
સજ્યા સોળ શણગાર, ચરણા ને ચોળી.
જોબન મદભરી નાર, કરે બહુ ઠઠોળી.
માળા મોતી હાર, ઉર પર લટકે છે.
જડાવ ચુડો હાથ, કંકણ ખળકે છે.
સામી રહી ઓઢે ચીર, શગુગટ ભાળે છે.
અણિયાળાં લોચન, કટાક્ષે બાળે છે.
છૂટે અંબાડે નાર, વેણી લાંબી છે.
ઝાંઝર ઝમકે પાય, કડલા કાંબી છે.
કેસર તિલક વિશાળ, ભાલે કીધાં છે.
કોઈએ ન્હાના બાળ, કેડે લીધાં છે.
કોઈ જોવા ઠાલી છાબ, અબળા ઉઠે છે.
કોઈ વહુવર લજવાળ, નણદી પૂંઠે છે.
કો શીખવી બોલાવે બાળ, વારી રાખે છે.
કો વાંકાબોલી નાર, વાંકું ભાખે છે.
એવા કૌતુક અનેક, સહુ કો દેખે છે.
ચાહેંજે બાલે અન્યાય, હરિને લેખે છે.

બાઈ કુંવર વહુનો, બાપ કરશે મામેરું,
લઈશ પટોળી સાર, સાડી નહિ પહેરું.
વૈષ્ણવને શી ખોટ, કોટે માળા છે,
વહેવારિયા દશ વીશ, ટોપીવાળા છે.
કુંવર વહુ ધન્ય ધન્ય, પિયર પનોતિ છે,
આપે વગાડયો શંખ સાદર પોતી છે.
વાંકા બોલા વિપ્ર, બોલે ઉપહાસે,
મૂકો છાબમાં પહાણ, વાયે ઊડી જશે.
મૂકયો દીકરીએ નિઃશ્વાસ, આવી પિતા પાસે,
મહેતે કીધી સાન રહેજે વિશ્વાસે.

* વલણ *

વિશ્વાસ રાખો દીકરી, કરમાં લીધી તાળ રે,
કાગળ મૂકયો છાબમાં. મહેતે સમર્યા શ્રીગોપાળ રે.

કડવું ૧૨ મું–રાગ : સારંગ

ઠાલી છાબમાં કાગળ ધરી, નરસિંહ મહેતે સમર્યા હરિ,
વૈરાગી સર્વ પૂંઠે ગાય, નાગરને મન કૌતુક થાય.
વાંકા વચન બોલે વેદિયા, મહેતો માધવમાં ભેદિયા,
જુઓ છાબમાં મૂકયું સાર, આ દિસે કમખાની હાર.
તે બોલ અંતર નવ ધરે, મહેતો સ્તુતિ માધવની કરે,
જય દામોદર બાલમુકુન્દ, નરકનિવારણ નંદાનંદ,
વિશ્વેશ્વર વૃન્દાવનચંદ દેવકીનન્દન આનંદકંદ,
ગોપીનાથ ગોવિંદ ગોપાળ, અનાથબંધુ દીનદયાળ.

હું સેવકની લેજે સંભાળ, મોસાળાની કરજે આળ;
મુખે કીર્તન હાથે તાળ, નાત્ય નાગરી બોલે આળ.
છે દોહ્યલો લોકાચાર, લજ્જા રાખજે આણીવાર;
મારો શેઠ તું નંદકુમાર, શું કરશે પાપી સંસાર.
તમો પ્રતિપાળો પોતાના દાસ, માટે મુજને છે વિશ્વાસ;
અંબરીષનો નિવર્યો ત્રાસ તમે ભોગવ્યા છે ગર્ભવાસ
લાંબો મચ્છ તણો અવતાર, શંખાસુરનો કીધો સંહાર;
કચ્છપ રૂપ ધર્યું મોરાર, ચૌદ રત્ન મથી કાઢ્યાં બહાર.
માર્યો હિરણ્ય મહાપાપી, ધરણી સ્થિર કરીને સ્થાપી;
અજામિલ સરખો મહાપાપી, પુત્રને નામે પદવી આપી.
પ્રહલાદની દોહ્યલી જાણી વેળા, પરમેશ્વર પ્રગટ થયાં વહેલાં;
ધ્રુવનો જન્મમરણ ભય હર્યો, અવિચળ પોતા સરસો કર્યો.
પોપટ પઢવતી પુંશ્ચલી, વેમાને બેસી વૈકુંઠ ચળી;
તમો ઉચ્છિષ્ટ આરોગ્યા બદરી, તો પરમગતિ પામી શબરી.
લગાર ચરણ નમાવ્યું શીશ, વિભીષણ કીધો લંકાધીશ;
તાર્યો કુટુંબ સહિત તે માછી, નવ પામ્યો જન્મ પીડા.
છો દોહ્યલી વેળાના સાથી, તમે ગ્રાહથી મુકાવ્યો હાથી;
બટુકવેશે થયા વામન, જાતું રાખ્યું ઇંદ્રાસન.
પ્રભુ પાંચાલીનું દુઃખ જાણ્યું, પૂર્યાં ચીર નવસે નવાણું;
કૌરવોથી જિતાડ્યો પારથ, કુરુક્ષેત્રમાં હાંક્યો રથ.
રુકમાંગદ તાર્યો સંસાર, હરિશ્ચંદ્રની કીધી વાર;
શંખ પૂજતો રાજકુમાર, ચંદ્રહાસ રાખ્યો ત્રણ વાર.

તમે સુધન્વા બળતો રાખ્યો, જો પિતાએ કઢામાં નાખ્યો;
વહેરાતાં નજ્ઞ રોયો રજ મુક્તિ પામ્યો મુરધ્વજ.
ખાંડવ વન ખગ લીધા રાખી, ગજ ઘંટા તે ઉપર નાખી;
વિદુરની આરોગ્યા ભાજી, તેની પ્રીતે થયા તમો રાજી.
સુદામાના લઈ તાંદુલ, નવનિધ આપી તેં અમૂલ્ય
મદ મઘવાના મનનો હર્યો, લીલાએ ગોવર્ધન ધર્યો.
દાવાનળ પીધો જદુરાય, બળતાં રાખ્યાં ગોપી ગાય;
કુબ્જાની તમે લીધી અર્ચા, તમે લોક તણી સહી ચર્ચા.
અનાથબંધુ દીનદયાળ, હું સેવકની લેજો સંભાળ;
તમો છો દામોદર દક્ષ; હું સેવકનું રાખજો લક્ષ.
મારે એક તમારી પક્ષ; પરમેશ્વર થાઓ પ્રત્યક્ષ;
મારે માથે દુખનાં વૃક્ષ; તેથી લજે તમારો પક્ષ
ધનવંત છે નગરી નાત્ય તેમાં દુર્બળ મારી જાત્ય;
દુઃખ દુભાયે તેત્રીસ કોડ; કલ્પવૃક્ષને લાગે ખોડ;
શોભા વૈકુંઠની જો જઈ; કળા તમારી ઝાંખી થઈ
મને સગાં થઈ લાગ્યાં જમ; તમને નિદ્રા આવે કેમ.
સગાં સૌ બેસાડ્ય અણી પુત્રીના કરમાંહિ દિઆળી;
કે કંકુવાણી કંક વટી; પુત્રીને થાયે ચટપટી.
મધ્ય ઉપર થઈ બે ઘડી; વહેલા આવો વેળા વટી;
કુંવરબાઈ તારે આશરે; હું દુર્બળથી અર્થ ન સરે.
શું સુતો વૃન્દાવન માંય; ત્યાં શું રાધાજી ચાંપે પાય;
લલિતા વિશાખા ચંદ્રા વળી; તને ઉત્તમ નારી કોમળ મળી.

રંભમાં જાએ શર્વરી, તેણે ભક્ત ગયો વીસરી.
જાગી જો રે જાદવપતિ, સાંભળ સેવકની વિનંતી.
કબીરને જેમ કરુણા કરી સમર્થ દર્શન દીધું હરી.
ભક્ત એક દામોદરજી, તેનું પય પીધું તમે હરજી.
ત્રિલોચનનું મહાદુઃખ હર્યું, સેવક થઈને પાણી ભર્યું.
અભયદાન કોળીને દીધું, મીરાંબાઈ તણું વિષ પીધું.
સેના માટે નાપિક થયા, વપન કરવાને પ્રભુજી ગયા.
હું તમને કદી નવ સંભારતો, લાવતો ઘાસ મહિષી ચારતો.
નવ જાણતો ધોળા પર કાળો, ભાભીએ મને કીધો ગોવાળો.
સદાશિવે મને કીધો દાસ, દેખાડયો મને અખંડ રાસ.
મેં જોયો તમારો વિલાસ, તેવો મેં કીધો અભ્યાસ.
લોક બોલે મને ઉપહાસ, મારે મન તારો વિશ્વાસ.
બોલાવીને પોતાનો કહી, તેને ત્રિકમ તજીએ નહીં.
ખીચડો જમાડવા આવ્યા નાથ, હું માટે કીધા પંચહાથ.
હું મધ્યરાતે તરસ્યો જાણી, ઝારી લઈને પાયું પાણી,
મને સાચો કીધો કોટિવાર, હૂંડી સ્વીકારી શ્રી મોરાર.
તમો તે રીતે મોસાળું કરો, ઠાલી છાબ સોનૈયે ભરો,
જો નહીં આવો સુંદરશ્યામ, તો નાગર સાથે છે કામ.

* વલણ *

નાગર સાથે કામ છે, સમજી લેજો વાત રે.
સુણી નરસૈયાની વિનંતી, ઊઠી ધાયા વૈકુંઠપતિ.

કડવું ૧૩ મું—રાગ : પ્રભાવતી

ઊધડકી ઊઠિયો વેગે વૈકુંઠપતિ,
ગરુડ ક્યાં ગરુડ ક્યાં વદન વાણી.

ચાલ્યા ચતુરા ચતુર્ભુજભણે ભામિની,
નષ્ટ નાગરે મારી ગત્ય જાણી. ક.
નરસૈંયો નાગર ભક્ત તે માહરો,
છાબ ભરો તેહની શીઘ્ર જાઓ.
જન ઘણા હઠ કરે ગયા વિન નવ સરે,
રિદ્ધિ—સિદ્ધિ લઇ સખી જાઓ. ક.
હાથ હેમ સાંકળા નંગ બહુ નિર્મળા,
શુભ શણગાર જઈ અંગ સારો.
રીત ને ભાત્ય રોકડ રખે વિસરી,
દીન થઈ કરગરે દાસ મારો. ક.
ચીર ચરણાં ઘણાં હોયે ચતુરે વણ્યા,
અધિક એક એકથી અમૂલ્ય જાણો.
સ્વપ્ને કો નવ પડે નામે કો નવ જડે,
અંગ આળસ તજી તેહ આણો. ક.
ઇંદ્ર બ્રહ્મા જેનો પાર પામે નહીં,
માગે સુખ બોલતાં વદત વાણી.
નાથ લક્ષ્મીતણો એણીપેરે આવિયો,
અગણિત ગાંઠડી સંગ આણી. ક.

રાગ : આરું

ભક્ત નરસૈયાનું દુઃખ જાણી રે, ઊઠી ધાયા પુરુષ પુરાણીરે.
થયા શેઠ તે સારંગ પાણી રે, સાથે લક્ષ્મી થયાં શેઠાણીરે.
નંદસુનંદ ગરુડ સાથે રે, વસ્ત્ર ગાંઠડિયો તેને માથે રે.
રથે બેઠા શ્રીગોપાળ રે, ધમકે ઘેરી ને ઘુઘરમાળા રે.

હો કે ઓળખ્યા નહિ જગદીશરે, સાથે વાણોતર ક્રોડીશરે,
સૂતે જોઈ વિસ્મય થાય રે, પ્રભુ આવ્યા મ [illegible] રે
છડીદારે વાટ મૂકાવી રે, નાગરી નાત જોવા આવી રે
આ વહેવારે કોઈ આવ્યો રે, સાથે ઓઠડિયો ખર્ચો લાવ્યો રે,
કોઈ જાણે ન ત્રિભુવન ભૂપ રે, વહાલે લીધું વણિકનું રૂપ રે
રથ ઉપરથી ઊતરિયા રે, હરિ સભામાંય સંચરિયા રે
અષ્ટ સિદ્ધિ ઓળખ્યો ન લાહે રે, જેને ઉમિયાવર આરાધે રે
ન કહે આને હાને બહુ જાગે રે, તે હરી વમ માગે આપે રે
જે ચૌદ લોકોનો મહારાજ રે, મહેતા માટે થવા અનાજ રે
બાંધો શોભે કેશર છાંટે રે, બાંધે પાઘડી અવળે આંટે રે
કાને બિરુદે કુંડળીયા રે, નેત્ર પ્રલંબ શ્રવણે આડિયાં રે;
એક લેખણ કાને ખોસી રે, નામ ધર્યું દામોદર દોશી રે.
ઝીણા જામા ને પટકા ભારે રે, હરિ હળવે હળવે પધાર્યા રે;
બાંધે પછેડી ઓઢી, નાથે રે, બઉ છેડાં ગ્રહ્યા છે હાથ રે.
વીંટી વેઢ દશે આંગળીએ રે, સાદાં મોજાં પહેર્યાં શામળીએ રે;
ઘણા વાણોતર છે સાથે રે, કોણે ઝોળા ગ્રહ્યા છે હાથે રે.
ઘણા સેવક સેવામાં સજ્જ રે, ઉદ્ધવના હાથમાં મજ રે;
પ્રભુ પૂઠે કમળા રાણી રે, સભા મોહી જોઈ શેઠાણી રે.
ઊતર્યાં નગરીઆના અભિમાનરે, જાણે ઊગ્યો શિશિયર ભાણરે;
ભલું ભાલ ભમર રૂડી રાજરે, રત્ન જડિત રાખડી છાજેરે.
વિશાલ લોચન ચંચળ ચાલે રે, કેશું ખંજન પડ્યાં ખાલે રે;
છે અધર બિંબ પરવાળી રે, મસ્તક ઉપર વેણી વિશાળ રે

બાજુબંધ બલુબંધુ માળ રે, નાક વેશર ઝાકઝમાળ રે;
કટી વાંકે ક્ષુદ્ર ઘંટળા રે. પહેરણુ ચંપકવરણા સાડી રે.
ઝમકે ઝાંઝર ઉજ્જવલ પાગે રે વિછૂયા અણુવટ બહુ વાગે રે;
જડાવ ચુડો કંકણ ખળકાવે રે, માયા મહેતી રૂપે આવે રે.
મોહી સભા લક્ષ્મીને નિરખી રે, દેવી વાણીયણ સરખી રે.
લલિતા વિશાખા બે ખવાસી રે છે ભક્તિમુક્તિ ચાર દાસી રે.
આવ્યા સજોડે દેવાધીદેવ રે, મહતે હરિ ઓળખ્યા તતખેવ રે.
ભલે આવ્યા શેઠશામળિયા રે, મહેતા માધવજી શું મળીયા.
મળતાં બોલ્યાં સુંદરશ્યામ રે, મારું પ્રગટ ન લેશો નામ રે;
રખે વાત અમારી ચરચો રે. તમારે જે જોઈએ તે ખરચો રે.
કુંવરબાઈનો પૂરો કોડ રે, એમ કહી બેઠા રણછોડ રે;
પછે સભા સહુ સાંભળતા રે, હરિવચન બોલ્યા છે વળતા રે.
જુઓ શેઠાણી દુ:ખ કાપો રે, કુંવરબાઈને હૈયાશું ચાંપો રે;
એવું કહેતામાં કમળા હીડીયા રે,
કુંવરબાઈને હૃદિયાશું ભીડીયાં રે.
મારી મીઠી ન ભરીએ આંસુ રે; તેડો ક્યાં છે તમારા સાસુ રે;
મળી નાગરીઓ સે બેચાર રે; જોઈ રૂપ મેલ્યો અહંકાર રે.
વેવણ કમળાને એમ પૂછે રે, મહેતા સાથે સગપણ શું છે રે.
કોકીલા સ્વર અમૃતવાણી રે, ત્યારે હસીને બોલ્યા શેઠાણી રે.
તે વેવાણ તમોએ શું તવ જાણિયાં રે,
તમો બ્રાહ્મણ ને અમો વાણિયા રે;
વેપાર દોશીનો ઘેર કોઠી રે અમારે ઓથ નરસૈયાની મોટી રે;

અમોઘ ધન મહેતાજીનું લીજેરે, વેપાર કાપડનો કીજેરે.
અમો આવ્યા મોસાળું કરવા રે, ઠાલી છાબ સોનૈયે ભરવા રે,
મહેતે જે જે વસ્ત્ર મંગાવ્યાંરે, અમે લખ્યા પ્રમાણે લાવ્યારે,
એવું કહીને બેઠા શેઠાણી રે, સહુ નાગરી સાંસે ભરાણી રે,
તેડયા શ્રીરંગ મહેતા વેહેવાઈ રે ભાવે ભેટયા શ્રીજદુરાઈ રે,
ત્યારે વિસ્મય થયા સહુ નાગર રે,
છાબ ભરી તે કરૂણા સાગર રે,
મહેતાને કહે વનમાળી રે, કરો પહેરામણી સંભાળી રે.

* વલણ *

સંભારી કરો પહેરામણી. એવું કહે સુંદર શ્યામ,
વળી ઘટે તે માંગજો, અમો વાણોતર સરખું કામ રે.

કડવું ૧૪ મું - રાગ : મારું

મહેતે તેડાવી દીકરી, આ છાબ જુઓ સોનૈયે ભરી,
પહેરાવો સહુ નાત નાગરી; આવો અવસર નહિ આવે ફરી.
કંકાવટીને કરમાં ધરી, સાસુ પાસે વહુ સંચરી;
હાંકીને ગર્વ આચરી; જુઓ છાબ સોનૈયે ભરી.
વૈષ્ણવ કહીને દેતા ગાળ; એ શું મોસાળું કરશે કપાળ,
તમે નિંદતા તુળસી ને તાળ; તેણે વશ કીધા ગોપાળ,
જુઓ કમાઈ દુર્બળતણી; જીવે છે હરીના ગુણ ભણી:
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માંગી લેજો પહેરામણી.
સાંભળી કુંવરવહુની વાણી; સાસુએ તેડયાં ગોર ગોરાણી;
પૂજ્યા પાગ કરમાં પિંગાણી; આઠ વસ્ત્ર આપ્યાં તેને આણી.

પછે નાગરની ભીડ ઘણી ભાળી, પછેડીને પલવટ વાળી;
આવ્યા છાબ પાસે વનમાળી, છોડે ગાંઠ આપે વસ્ત્ર ટાળી.
મહેતાજી કહે લ્યો દીકરી; હેમ સાંકળી ઉપર ધરી;
એ વરના આગળ ધરો નીચું જોઈને પાછળ ફરો.
સજોડે તેડયાં જેઠ જેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી;
પ્રીતે પૂજ્યાં દીયર દેરાણી, ખૂસાટયો તવ બોલ્યો વાણી.
જ્યાં નરસૈંયો ત્યાં નવનીધ, દીવરિયો બેઠો હુઠ કીધ,
પંચ મો'ર સોનાની લીધી, પછી પહેરામણી ચાલતી કીધી.
પહેરામણી નણંદીએ અટકાવી, કુંવરબાઈ પિતાકને આવી;
એ તોલાંની દાખડી લાવી, દશ તોલા આપી સમજાવી.
આપ્યા સાસુને સોળે શણગાર, પહેરાવી કીધો નમસ્કાર;
તવ કોપ્યાં વડસાસુ અપાડ, કુટુંબનો કીધો તિરસ્કાર.

* વલણ *

તિરસ્કાર કીધો ડોસીએ, હવે પહેરામણી પહેરૂં નહીં રે;
વડી વહુઅર આગળ થઈ, ને હું ઘરડી બેસી રહી રે.

કડવું ૧૫ મું રાગ—મેવાડો

વડી વહેવાણ રિસાયાં જાણી, લક્ષ્મી પાસે આવ્યાજી,
સારૂં ખીરોદર ખાંધે મૂકી, ડોશીને સમજાવ્યાંજી.
જેજેકાર થયો મંડપમાં, ગીત ગાય છે રામાજી.
મોસાળું તે મહેતાજીનું, બીજા સર્વે ભામાજી
પોતે પોતાનાં સગાં તેડયાં, જેની જ્યાં સગવડજી,
અનવાંછિત પહેરામણી દેખી, માંડી તેડાતેડાજી.

ઘેર ઘેર વાત થઈ નગરમાં, મહેતો કરે મામેરું જી;
વિચાર કરતી અબળા દોડી, મનમાની સાડી પહેરું જી.
ચારે વરણુ સઉ ચરણે ચ લી, આવ્યા મંડપ માંહ્યજી;
પલવઠ વાળી શ્રીવનમાળી, તત્ક્ષણે આવ્યા ત્યાંયજી.
મહેતાજી ઊભા તાળ વજાડે, ગાય વૈરાગી ગીતજી;
વડસાસુ કુંવરવહુને કહે, પહેરામણીની રીતજી.
શ્રીરંગને શામળ મહેતો પામ્યાં ધોળાં શેલાજી;
હેમજી ખેમજી મહેતાને, દહેશ ખાંધે મેલ્યાંજી.
કભાયકો ને પામરી પટકાં. નામ ન જાય ગણિયાજી;
કોને મુગટાં કોને પિતાંબર, કોને શેલા પટુ શાલજી.
માગિયાં દોરિયાં આશાવળી કોને, શેલા પટુ શાલજી;
ગુચ્છ પેચ પાઘડીઓ તોરા દીસે ઝાંકઝમાળજી.
પાયજાગા નીમા પછેડીં, જામા અવળા બંધજી;
વસ્ત્રતણો વરસાદ વરસ્યો, જયાં દોશી કરશુ સિંધજી.
બાજુબંધ બેવખા અતિ સુંદર વેઢ વીંટીયો છાપજી;
દુગદુગી માળા ને માંદળિયાં, આપ્યાં મોતી અમાપજી.
કાને કંદોરા તે કાને કંઠી પહોંચી, કોને સાંકળી માળજી;
કનક કડાં ને કાને કુંડળ, જડાંવ ઝાકઝમાળજી,
પહેરામણી પુરુષોને પહોંચતી, તેડયો અબળા સાથજી;
પિયર કાઢીને ખાંધ મૂકયાં, પટકળ નાના ભાત્યજી.
અંબાવહુને ગજીપાણી સાડી, સુંદર વહુને સાળુજી;
ઔર અંગે સુંદર શોભે, માંહે કપડું કાળુંજી.

છબીલી વહુને છાયલ રે, ભાત્ય તે રાતી ધોળીજી;
કોડવહુને કલગરે આપ્યાં, નાની વહુને પટોળીજી.
રામકુંવરને કૃષ્ણકુંવરને, આપ્યા ઉત્તમ ઘાટજી;
છેલવહુને છીંટજ આપી, નાની વહુને બાટજી.
પાનવહુ તો પીતાંબર પહેરે, હાથે બચ્ચીબાઈજી;
રૂપકુંવરને રાતો સાળું, દેવકુંવર દરિયાઈજી.
શ્યામકુંવરને સોનેરી સાળું, ગુલકુંવરને ઘરચોળુંજી;
લક્ષ્મીવહુ, લાછાવહુને, લાલવહુને પટોળુંજી.
જશમા જશોદા જીવી, જમુના જાનકી વહુજી.
ચરણાં ચોળીને ઘરસાડી, પહેરી ઊભા સહુજી.
માનબાઈ ને વેલવહુ ને રંભાવતી તે રઈયાંજી;
જૂનાં કાઢીને નવાં પહેરાવ્યાં, હેઠાં મૂકીને છેયાંજી.
છાબની પાસે છબીલો બેઠો જે જોઈએ તે આપેજી;
મશરૂ ગાજ્યા ને ગજયાંણી, ગજ ભરીને કાપેજી;
પાટ પીતાંબર અતલસ અંબર, ચોળે રંગે ચીરાજી;
શોભે સુંદર ભાત્ય નવરંગી, પુતળીઓ ને કીરજી.
કેશર છાંટયા લોળા સાળુ, ફરતી કસબી કોરજી;
ચંદ્રકળા ને મોરવી શોભે, દરિયાઈમાં દોરજી.
અતલસ પાંચ પડા આભૂષણ, સોનારૂપાની મહોરજી;
કોને અકોડી કોને ટોટી, ગળુબંધ બહુ મૂલજી.
કોને ભમરી કોને સેંથો, ત્રસેંથિયાં શીલફુલજી;

કો મહેતા પાસે માળા માગે ઊભી રહી કર જોડેજી,
કેટલીએક પોતાનાં બાળક, મહેતા આગળ મોડેજી.

* વલણ *

એડે બાળક જાણું આપે, મનવાંછિત પામ્યા સહુ,
સાસરિયાનું મહેણું ટળ્યું, પિયર પનોતી કુંવરવહુ

કડવું ૧૬ મું–રાગ ધનાશ્રી

કોડ પોંહાચ્યાં કુંવરવહુના, ભાંગ્યું ભવનું મહેણુંજી,
મનવાંછિત પહેરામણી પામ્યાં, જેને જેવું લેણુંજી.
નાગરી નાત્ય કુટુંબ પાડોશ, ચાકર કોળી માળીજી,
પહેરામણી સહુકોને પહોંચી, વાચા પ્રભુએ પાળીજી.
સોળે શણગાર કુંવરબાઈને, આપી દીધું માનજી,
કનક પહાણ બે છાબમાં મૂકયા, હરિ થયા અંતર્ધ્યાનજી.
સભા સહુકો વિસ્મય પામી, અલૌકિક શેઠ–શેઠાણીજી,
મહેતાને સહુ પાયે લાગે, ભક્તિ સાચી જાણીજી.
કુંવરબાઈની નણંદી આવે, બડબડતી મુખ મોડેજી,
પહેરામણી કોઈને નવ પહોંચી, વેવાઈને અવખોડેજી.
પહેરામણી પરનાતી પામ્યાં, ઘરનાં માણસ ગયાં ભૂલીજી,
એક કટકો કાપડું નવ પામી, પુત્રી મારી ફૂલફૂજી.
મને આપ્યું તે લ્યો ભાભી પાછું રાખડી બંધામણુંજી,
નામ: મહેતા પણ તોયે નાગર, દિસે દુર્બળ બ્રહ્માણુંજી.
કુંવરબાઈ પિતા કને આવી, તાત હવે શું થાશેજી,
આટલું ખરચતે મેણું રહ્યું તે, હવે કયમ જીરવાશેજી.

વિસરી દીકરી નણુદી કેરી, નાનાબાઈ તેનું નામજી,
છ મહિનાની છે છોકરી, એક કપડાનું કામજી.
મહેતાજી કહે પુત્રી મારી, સમરો શ્રી ગોપાળજી,
એક તાંતણો મુજથી નવ પામો, બેઠો વજાડું તાળજી.
ફરી ધ્યાન ધર્યું માધવનું, ત્રિકમ રાખજો ટેકજી,
પચરંગી ત્યાં કાપડું સુંદર, આકાશથી પડયું એકજી.
નણુદી સંતોષી કુંવરબાઈની, મહેતાજી માગે વિદાયજી,
સહસ્ર મહોર સોનાના પાણુ મૂકયા તે છાબમાંયજી.
નાગર લોક સહુ પાય લાગે, પ્રજા કરે વખાણુજી,
નાગરી ન્યાતે મોટો નરસિંહ, થાશે સારંગપાણુજી.
ધન્ય મહેતાજી તમ સમોવડ, આ કલિયુગમાં નો'યજી,
નાગરીન્યાતનો મહિમા રાખ્યો, ઊજળું કીધું સહુ કોયજી.
અમને તો વિશ્વાસ નો'તા જે, જે મહેતા કરે મામેરુંજી,
સર્વની લજ્જા પ્રભુએ રાખી, મેણું ટાળ્યું ભવ કેરુંજી.
પછે મહેતાજી વિદાય માગે, બોલે બેઉ કર જોડીજી,
કુંવરબાઈ વળાવો વેલ્ય આણી છે જોડીજી.
પછે કુંવરબાઈ વેલે બેસી જૂનાગઢ તે જાયજી,
સહુકો વળાવી પાછા વળિયાં, ધન્ય ધન્ય વૈકુંઠરાયજી.
વીર ક્ષેત્ર વડોદરું ગુજરાત મધ્યે ગામજી,
ચતુર્વંશી જ્ઞાતિ બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામજી.
સંવત્સર ઓગણુચાલો, આસો સુદી નવમી રવિવારજી,
પૂરણ ગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધિ વિસ્તારજી.

પ્રીતે કરી જે ગાય સાંભળે, દારિદ્રય તેનું જાયજી,
એવું જાણી ભક્તિ કરે, તેને સનમુખ વૈકુંઠરાયજી.

* વલણ *

વૈકુંઠનાથ સન્મુખ હોય, જો નિર્મળ મને સાંભળે,
ભટ પ્રેમાનંદ કહે કથા, તેને માધવજી નિશ્ચે મળે.

## નરસિંહ મહેતાએ દ્વારકામાં ભગવાન ઉપર લખેલી હૂંડી

* સાખી *

મારી હૂંડી સ્વીકારો મહારાજ રે, શામળા ગીરધારી,
પ્રભુ એક તારો આધાર રે, શામળા ગીરધારી.
પ્રલ્હાદની પત રાખવા, ધર્યું નરસિંહ રૂપ;
સ્થંભ થકી વહાલો પ્રગટિયો રે,
વહાલે માર્યો હીરણ્યકંસ ભૂપ રે. શા.
નીંભાડામાંથી બળતા ઉગાર્યાં, બિલાડી કેરાં બાળ,
ટીટોડીનાં વહાલે ઈંડાં ઉગાર્યાં;
હરિ હેતે થયા રખવાળ રે. શા.
વાણિયાને વિમાસણ કરી, ને કર્યો માટીનો આર,
ખાંડણીયામાં નાખી ખાંડીયો મરજી પ્રમાણે મહારાજ. શા.
રાણાજીએ કાળ વધારીયાં, મીરાં કારણ મહારાજ,
ઝેર ઘોળી મોકલ્યાં તમે, ઝેરના છો મારણહાર રે. શા.

આંગેવ કેરે કારણે રે, ચક્ર ધર્યું હાથ,
સુધન્વાને કારણે રે, તમે તેલમાં થયા તતકાળ રે. શા.
શિબીરાજાની માટી છાપ્યે તોળવી ખાલી કર્યું શરીર,
ધર્મ કેરે કારણે તમે તોળવા કારણ મહારાજ રે. શા.
સાડાત્રણસો ખોરડા, નાગરના જૂનાગઢ મોઝાર,
તેમાં નથી મારે નોતરું, મને નાતે કીધો તિરસ્કાર રે. શા.
આ ઝુંપડી તારા સેવકની, જમા નથી જાર,
બેટી બેટા તો વળાવિયાં, હવે વળાવી છે ઘરની નાર રે, શા.
હું નથી મોટો લખપતિ, નથી શેઠ શાહુકાર,
નરસિંહ મહેતાની વિનતી રે,
હું તો નાગરમાં છું કંગાળ રે. શા.
શેઠ દ્વારિકાપુરી વસે, શામળશા જેનું નામ,
હૂંડી લેજો હાથમા રે, મોહન કરજો પછી બીજું કામ રે. શા.
તીરથવાસી ગામમાં ફરે, પૂછે નામ ને ઠામ,
ગલીએ ગલીએ ફરી વળ્યા અહિં,
નથી શામળશાનું નામ રે. શા.
ધુતારે ધુતવિદ્યા કરી, અમને કહેતું બધું ગામ,
ઠગારે કરી ઠેકડી રે મળ્યાં પૂર્વજનમના પાપ રે. શા.
તીરથવાસી ગામમાં ફરી નીકળ્યા ઝાંપા બા'ર,
ત્યારે રૂપ લીધું વાણો વણિકનું વાણો તૈયાર થયો તત્કાળ રે શા.
કાને કુંડળ હળહળે, એના તેજ તણો નહિ પાર,
બાંયે બાજુ બંધ બેરખા, હરીને હૈયે છે હેમના હાર રે. શા.

હુંડી લાવો મારા હાથમાં, શામળાશા મારૂં નામ શા.
હમેશા લખજે હુંડિયું કે'જે વાણોતર સરખું કામ રે.
હુંડી હાથે આપી વાલે; પૂરી હૈયાની આશ.
નરસિંહ મહેતાનો સ્વામી,
વાલે નવખંડ રાખ્યું નામ રે. શા.
મારી હુંડી સ્વીકારો મહારાજ રે શામળા ગીરધારી.
અને કોઈની નથી દરકાર રે. શામળા ગીરધારી.
મારા શામળા જેવો આધાર રે. શામળા ગીરધારી.
તમે શામળિયા લેજો સાર રે. શામળા ગીરધારી.

હુંડી સમાપ્ત ~~મામેરા સમાપ્ત~~

## નરસિંહ મહેતાના બાપનું શ્રાદ્ધ

જૂનાગઢ નિજ ગામ વિપ્ર ત્યાં નાગર કહાવે;
નરસૈં મહેતો રંક કૃષ્ણના તે ગુણ ગાવે. ૧

ચાલા વિશ્વાધાર વિપ્રની વહારે આવે;
તેના તાતનું શ્રાદ્ધ, સપ્તમી કહાવે ૨

વણસીધરં જડો ભ્રાત, મોટાઈ મનમાં લાવે;
મે'તીએ કર્યો વિચાર, શ્રાદ્ધ નીજ ઘેર ઠરાવે. ૩

જાય મહેતા વ્રજકાજ ધ્યાન ગોવિંદમાં ધરાવે;
ભટ્ટ પ્રેમાનંદની વાણી, ભગતની વારે આવે. ૪

ઢાળ—હાહારે મોક્ષનું પદ જેણે દીધું, મીરાંનું વિષ અમૃત કીધું,
તે મહેતાને કાજ કા'વે; વિપ્ર શેષનું રૂપ ધરીને આવે.
શ્રાદ્ધ આ કોઈ ચિત ધરશે, તેની તો પેઢી સાતે તરશે;
મહેતાએ એનું નામ લીધું, કૃષ્ણજી માટે શ્રાદ્ધ કર્યું.

નાગર બ્રાહ્મણ નરસિંહ મહેતો, જેણે કૃષ્ણનું ધ્યાન ધર્યું;
મહેણું ભાંગવા મહેતાજીનું, આવી શામળે શ્રાદ્ધ કર્યું,

લાવણી-જૂનાગઢના મહેતા રહેવાસી, ભ્રાત જે વણુસીધર,
કરતા પિતાશ્રાદ્ધનો દિવસ આવ્યો વણુસીધર પોતે કરતા;
એમ કરતાં પિતૃ દિન આવ્યો સામગ્રી આ તૈયાર કરી.
નાત જાત ને સગાં સંબંધી, કાને વાત ધરી.

ઢાળ-ત્યાં વણુસીધર કહે, વચન સુણોને મારું,
કાલે શ્રાદ્ધ પિતાનું, વેલા આવો તો સારું,
એટલી અમ ઉપર મહેર તમારે ધરવી,
કાલે આવીને રસોઈ સાજી કરવી.
એમ વાતચીત નાગરને પૂછી પૂઠે નોતરું તૈયાર કર્યું,
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું,

લાવણી-વણુસીધર ત્યાં દેઈ નોતરાં સર્વે જનનેં મન ભાવ્યા,
સર્વ લોકને કહ્યા પછી તે મહેતાને મંદિર આવ્યા,
દ્વારે આવીને બોલ્યા મુખથી કરી ગર્વ મનમાં ભારે,
નરસૈંયા આલ્યા કહું છું નોતરું કાલે આવજે ઘેર મારે.

ઢાળ-કાલે પ્રાતઃકાળે વેલા રસોઈમાં બળજે,
અરણા લાવી પત્રને પત્રાળા તું કરજે;
જળ ભરવાને કાલે સ્ત્રી તારી મોકલજે,
સાંભળ બહુ માંડું મીઠું પાણી તું ભરજે;
બેઠો બેઠો તું ચંગ વગાડે, જીવતા સુધી તારું પેટ ભર્યું,
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી-નાત જાતમાં નામ ન કાઢયું તારા સંગી વેરાગી,
વરા વાજને શ્રાધ્ધ પિતાનું, કરવું નહીં આવું માંગી.

વેલા આવજે મંદિર પારે કામકાજ સૌમાં ભળવા,
લેઈજા સાંચલી આપું ઘડ઼ની તારી ઓમે ઢળવાં.

ઢાળ— તું સાંભળ નરસૈંયા સાચી શિખામણ મારી,
કાલે પરહરજે તું ટોળી વેરાગીની તારી,
નહિ સારું વસ્તી હું કહું છું વાત વિચારી,
તારો દેખી ઢંગ ને દુઃખ પામું હું ભારી.
તારા સંગ તો વાત કરતાં અવર લોક દેખીને ડરું,
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું

લાવણી—કઠણ વચન ત્યાં એવાં સાંભળી મહેતાજી બોલ્યાવાણી,
મુરખ ભ્રાત તું શું બોલે છે નીચ બુદ્ધિ તારી જાણી. ૧
હું દુર્બળ પણ હરિજન કાવું તારે મહેલે નહિ આવું
શીદને ગર્વ તું મનમાં ધરે છે રંક જનને શું ખાવું. ૨

ઢાળ—મુને હરિએ રંક નાગરના કુળમાં કીધો,
મુને પિતાએ ઉપાડી શે ના લીધો.
આ કઠણ વચન તારું વિષ કરી મેં પીધું,
મને જન્મ્યા પહેલું મુરખ મેણું દીધું.

ઘટતું નથી રે મને ભોજન કરવું લાગ્યું વેણ ઉર બાણ ખરું,
મહેણું ભાંગવા મહેતાજીનુ આવી શામળે શ્રાદ્ધ કર્યું. ૩

લાવણી—એવાં વચન મહેતાના સાંભળી વણસીધર નિજ ઘેર ગયો,
મહેતી મનમાં મહા દુઃખ પામી કઠણ બોલ મહેતાને કહ્યો.
સાંભળો કંથ સ્વામીજી મારા મંમાબાઈ કહે શીર નામી,
પડી નાથજી તમારે હાથ કોઈ દિન સુખ દુઃખ હું નવ પામી.

ઢાળ—લાગ્યું તમારે જન્મ સુધીનું ગાવું,
સૌ નાતજાતમાં નીચું નાક કરીને ખાવું.

વળી કાલ સવારે તો પિતા શ્રાદ્ધ આવ્યું
મારે મરણ થયે પણ નથી જેઠ ઘેર જવું,
એવું કહીને રુદન કરે છે, નેત્ર માંહી નીર ભર્યું,
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—નથી સ્વાદ ભોજનનો કીધો વસ્ત્ર અંગે તો નવ પામી,
જીવણ વરસમાં જન્મ ગુમાવ્યો, લખી કર્મમાં શી ખામી.
માટે કંથ કહે મહેતાજી એવું દુઃખ આ કયમ સહીએ,
કર જોડીને કહું છું વિનંતી જેઠ ઘેર નહીં જઈએ.

ઢાળ—તમે સાંભળો કંથજી લોકટીઆયાં રહીએ,
મોટી ખાપણ લાગે શું સુખ લઇને ખાઇએ. ૧

તમે શ્રાદ્ધ કરો ઘેર વિપ્ર પાંચને કહીએ,
આ કહ્યાં વચન જે કઠણ તમારા ભાઈ એ. ૨

કે લખ્યું કરે માં સત્ય નાથજી નો'તું જાણ્યું આ કપટભર્યું
મેણું ભાંગવા મહેતાજીનુ, આવી શામળે શ્રાદ્ધ કર્યું. ૩

લાવણી-એવાં વચન મહેતીનાં સાંભળી મહેતાજીનું મન ઠર્યું
છોડી એક મુજ પાસ મળે નહી કહેને શ્રાદ્ધ હું કેવું કરું.
દ્રવ્ય વિનાનું વૃથા જીવન દ્રવ્યવાનને માન મળે,
દ્રવ્યવંતો સૌ ડાહ્યા કે દ્રવ્ય વિના ઘેલામાં ભળે.

ઢાળ—કો દ્રવ્ય વિના તો હીંડે વનમાં ફરતા,
કો દ્રવ્ય વિના તો મોતાથી મરતા,
કો દ્રવ્યને કાજે તો કઠણ કામકાં કરતાં

દ્રવ્ય વિનાનું કામ નથી કાંઈ દ્રવ્યવંતાનું કામ પડ્યું,
મેણું ભાંગવા મહેતાજીનું આવીને શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—મહેતી વળતી વચન વદે, એક જ વિનંતી સુણો મારી,
આપું વાળી એક હેમ તણી તે વાલ પાંચ છે મારી.
વાળી વણીકને ઘેર મુકાવો એક મત્ય વિચાર કરી,
લાવો તે પર સૌ સામગ્રી વળતાં કંથજી શ્રાદ્ધ કરો.

ઢાળ—મહેતીએ મહેતાને વાળી કરમાં આપી;
લેઈ ચાલ્યા વણિકને ઘેર ધીરજ મન વ્યાપી ૧
જઈ કહે મહેતા વણિકને આ વાળી કરમાં લ્યોને,
ઘઉં ગોળ દાળ ને તાંદુલ અમને દોને. ૨
વાળી લેઈ સર્વ આપિયું ગંથવીણું સાસે ખરું
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું. ૩

લાવણી—સામગ્રી સર્વે આપી ત્યાં મહેતા મનમાં હરખાયા,
ઘઉં ગોળ દાળ ને તાંદુલ તે સર્વે લઈ ઘેર આવ્યા.
સોંપી નારને સૌ લાવથી, જગત સાર જુગમાં લેવાં
રસોઈ કરોને નૌતમ નારી જાવું નોતરાં હું દેવા.

ઢાળ—ત્યાં નારી કહે તમે પાંચ નોતરાં દેજો,
કોઈ અવરને કહો તો આવીને મુજને કહેજો ૧
એવી સુણી વાત મહેતાજી નગરમાં આવ્યા,
ત્યાં પચાસ સાઠ નાગર નાતના બોલાવ્યા. ૨
કાલે શ્રાદ્ધનું કહું છું નોતરું સર્વે જાણો હું એ ખરું,
મહેણું લાગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું. ૩

લાવણી—એમ કહીને મહેતાજી ચાલ્યા દ્વાર દીઠ સૌને કહે છે,
નાગર કહે નરસૈં થયો ઘેલો શા માટે મહેણાં દે છે,
કોઈ કઈ વરસ સીત્તેરની વાતો એતો જઈ મેં નાણી,
આજ શ્રાદ્ધનું દે છે નોતરું, એક વાત અચરત જાણી.

ઢાળ–કોઈ કહે ભરોસો એ નો શો આપણે ધરીએ;
તજી વણસીધરનું ઘર ને ભુખે મરીએ.
એ તો જમણવેળાએ તુળશી હાથમાં મૂકે,
એના સર્વે વેરાગી શંખનાદ ત્યાં ફુંકે.
એ કરતાં સણસીધર સરા મિથ્યા નોતરું આએ કર્યું,
મેણું ભાંગવા-મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી–સર્વ નાતમાં દેઈ નોતરાં મહેતા મંદિર ભણી વળ્યા,
સકળ નાત નાગર ત્યાં સર્વે મહેતાને મારગમાં મળ્યા,
નમસ્કાર મહેતાએ કરીને, સૌને નોતરું ત્યાં દીધું.

ઢાળ–કોઈ કહે સમસ્થા મહેતો ઓળે ઘાણી,
કોઈ કહે ખરું ભાઈ પ્રસન્ન સારંગપાણી.
ત્યાં મળી નાગરે વિચાર મનમાં કીધો,
પ્રથમ પહેલું ભોજન જ્યાં થાશે, તેના ઘેર સૌ નેઘ ખરું,
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી–તેહ સુણી મહેતાજી આવ્યા વણસીધરને દ્વાર,
કહું ભ્રાત સરવેને નોતરું કામે આવજો મારે ઘેર.
એમ કહી આવ્યા નીજ મંદિર બેસી હાથમાળા લીધી,
સર્વે લોકે ત્યાં શોન કર્યું પણ મહેતે અરજ હરિને કીધી

ઢાળ–એમ કરતાં પ્રાતઃકાળ થયો ત્યાં જ્યારે,
સહુ ભિક્ષુક ભગત જન ઊઠયા સરવે ત્યારે
મહેતી કહે તમે સુણો કથજી મતવરણુ સરવે જ ખરું.
મેણું ભાંગવા મહેતાનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—જાઓ મહેતાજી ઘૃત લઈ આવો,
એવી શીખં મહેતીએ કહી,
મહેતાજી ત્યાં તત્પર થયાને તરત તાંબડી હાથ ગ્રહી.
રસોઈ કરો મહેતીજી સારી ઘૃત લઈને હું આવું,
એમ કહીને ગયા નગરમાં ભિક્ષુક જનને મન ભાવ્યું.

ઢાળ—ત્યાં વૈષ્ણવ બેઠા ધ્યાન કૃષ્ણનું ધરતા,
આવો મહેતાજી હમણાં યાદ હમે તો કરતાં
આસન આપ્યું મહેતા મનમાં ભાવ્યા.
ધન્ય ભાગ્ય હમારું મહેતા તમે અહીંયા આવ્યા.
પાવન અમને કરો મહેતાજી તમને દેખી અમારું મન ઠર્યું,
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાધ્ધ કર્યું.

લાવણી—કીરતન કંઈ ભજન કરો ને આજ આનંદ અમને આપો.
મહેતો કહે મારે શ્રાદ્ધ પિતાનું આટલી તાંબડી ઘૃત આપો.
વણિક કહે અમે પૂંઠે દઈશું એવી શાખ સર્વે દીધી,
પેલી તાંબડી દૂર જ નાંખી મહેતે કાંસી કરમાં લીધી.

ઢાળ—એ સરવ મંડળી ઓચ્છવ કરવા બેઠી,
પેલી ઘર કામિની ચિંતાતુરમાં પેઠી,
ત્યાં થયા જંત્ર મધ્યાહ્‌જ પુરણ સાર,
આવ્યા નાગર જોયા કરે છે મન વિચાર
સહુ ઘરમાં આવે ને જુએ બારણે નાગર મનમાં કપટ ભર્યું,
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—રુદન કરે મંગાબાઈ ઘરમાં જુગત લોક મહેણાં દેશે,
મળશે નાત નાગરની ટોળે કૃષ્ણ આબરૂ કયમ રહેશે.

હું દુખીઆને દુઃખ મોટું મહેતા ધ્યાનમાં કયાંહી હશો,
રંકની વહારે વહેલા આવજો ગત હમારી શી થાશે.

હાળ—ઓ દીનબંધુ ભગવાન દાસના બેલી,
મોરલી મોહન તમ વિના હું ઘેલી.
નટવર હરી નંદલાલ મોરારી,
શ્રીકમજી તમારો મુજને ભરોસો ભારી.

એમ કહીને કરી વિનંતી મનમાં કૃષ્ણનું ધ્યાન ધર્યું.
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—અરજ સુણી મહેતીની સર્વ તરત ધાયા અંતરજામી,
ગ્રહી હાથ લક્ષ્મીજી બોલ્યાં તુરત શામને શીશ નામી. ૧
ગજની વહારે ગયા કૃષ્ણજી, પાંચાળીની રાખી લાજ,
કહો તેહ સુધન્વા તાર્યો, આજ ઊઠીયા કોને કાજ ? ૨.

હાળ—કહે કૃષ્ણજી લક્ષ્મીજી આજનો વારો,
કો ધ્યાન ધરે ઓચ્છવમો ભક્ત અમારો,
તેને ઘેર શ્રાદ્ધ પિતાનું છે નિરધાર
તો કહો ઓચ્છવમાં કરું હું તેની વહાર.

ઓધવ માધવ સર્વે આવજો કૃષ્ણે રંકનું રૂપ ધર્યું,
મેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—નરસૈયાનું રૂપ ધરીને આવ્યા તાંબડી લઈ હાથે,
આપી તાંબડી અબળા કરમાં દીનબંધુ દીનાનાથે.
મંમાબાઈ કહે સુણો મહેતાજી અવર કામને દૂર ધરો,
તેડી ગોરને વહેલાં ચાલો વળતા કંથજી શ્રાદ્ધ કરો.

હાળ—એવું સુણી મહેતાજી ગોરને તેડી લાવ્યા,
તમે વહેલા ચાલો એમ કરતાં મંદિર આવ્યા. ૧

ત્યાં અમૃત દૃષ્ટિએ અવિનાશીએ જોયું,
મહેતાના ઘરનું કોટિ દુઃખ ત્યાં ખોયું. ૮

કંચન બાજવા આપ્યા ગોરને, ગંગાનીર પીવાને ભર્યું,
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું. ૯

લાવણી—મહેતાજી ત્યાં બોલ્યા મુખથી સકળ લોકને પરવરી,
શાળા એક સુંદર દેખાડી જાઓને બાઈ ત્યાં રસોઈ કરો.
એમ કરતાં ઓધવજી વેશ સર્વે વણઝારાનો,
મરું પુણ્ય નરસૈંઈયા તમને શ્રાદ્ધ પિતા દિન આપશો.

ઢાળ—ત્યારે નરસૈંઈયો કહે આ પુણ્ય સર્વે તારે,
દીજ સહસ્ર નોતર્યા તે ઘેર અમારે.
ત્યાં લોટ દાળ ને તાંદુલ ઘી ને સાર.
સાકર શામળીએ આપી ત્યાં નિરધાર.
નાગર લોક ત્યાં રસોઈ કરે છે, મહેતે વસ્ત્ર લઈ સ્નાન કર્યું.
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—પોતે નાહીને ત્યાં શ્રાદ્ધ કરે છે જરી પીતાંબર ત્યાં પહેરી.
કનક ઉતારી આપી ગોરને લાલ શાલ સુંદ ઘેરી.
તરપણ ત્યાં ત્રિકમજી કરતાં પ્રાણનાથ ત્યાં પિંડ ધરે,
નરહરી નામ લઈ મૂકે, અમારા પુરમાં મોક્ષ કરે.

ઢાળ—ઈકોતેર પેઢી પ્રીતમજી એ ઓધાર્યા રે,
ત્યાં આપોઆપ અવિનાશી ચડયા વહારે રે.
ત્યાં કરી શ્રાદ્ધ કમળાવાર ઊઠયા જ્યાંહી.
કંચન ધોતી દોશાલા વહેંચી માંહી.

લાવણી—કોડી મોહોરો બ્રાહ્મણને આપી નરસાઈયાનું કુળ તાર્યું,
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી–શ્રાદ્ધ કરી શામળિયા ઊઠ્યા; સર્વે જનને મન ભાવ્યા,
લેવા લાજ મહેતાની નાગર નરસૈંયાના ઘેર આવ્યા.
નાગર કેટલા મન વિચારે, પહેલાં મહેતાને ઘેર આવ્યા,
લાજ લઈ ફાડી પતરાળાં વણસીવરને ઘેર જઈશું.

ઢાળ–એમ કહી નાગરી નાત મળી સૌ ટોળે,
ત્યાં ગર્વ ભરેલી વાંકાં વેણ સ્ત્રીઓ બોલે.
અલી ઓ ધુમાડો પેલા ઘરમાં જાએ,
કોઈ કહે વણિકનું ઘર ત્યાં શું થાસે.
કઠણ વચન ત્યાં કહે કામિની, મહેતે વસ્ત્ર લઈ ધ્યાન ધર્યું,
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી-મહેતાએ સૌને શાળા આપી સર્વે નાત ત્યાં જઈ બેઠી,
ભોજન નીકળ્યાં ભાત ભાતનાં સૌને મન ચિંતા પેઠી.
કોઈ કહે એને કાવસ નહોતું કોઈ કહે દ્રવ્ય નગદી દાટ્યું.
કોઈ કહે ઢોંગથી ટોળે કીધું કોઈ કહે શામળ શું માચ્યું.

ઢાળ–બરફી પેંડા ઘેબર ને દૂધપાક.
મગદલ મેસુર શીરો પૂરી શાક.
દસ વીસ મહોરો મોતીમાળા મોતીહાર,
ત્યાં આપે વહેંચીને જીવણ જુગદાધાર.
આવું દેખીને ગંગાબાઈ મુજને આપો હું ધરું.
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી—મહેતે તો માયા પૂર કીધું કાંઈ નાથ મુજને દોમો,
મહેતે દાબડા સર્વ બતાવ્યા, સારો જોઈ માંહીથી લ્યોને
મહેતી તો દાબડો સારો લઈને આભુષણ સરવે અંગ ધરે,
શામળીઓ શણગાર ધરાવે; કનક કચોળી આડ કરે.

ઢાળ-ત્યાં રૂપ લક્ષ્મી તોલ નાગ્રી નિહાળી,
તે આખી નાતમાં નાગરી રહી સૌ ભાળી,
ત્યાં ગર્વ તજી નાગર કે, ધન્ય કરણી,
બાઈ પરમ ભાગ્ય તું નરસઈયાને પરણી.
મહેતી કહે મારે વગર નોતરે કાલે વણુસીધરને ઘેર કર્યું,
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાધ્ધ કર્યું.

લાવણી-નાત સર્વેને આપી દક્ષિણા પુરાણુ શ્રાધ્ધમો કર્યો વરો;
નાગર ભોજન કરીને ચાલ્યા ભોજન મહેતા તમે કરો;
મહેતો કહે હું તૃપ્ત થયો છું વિપ્ર સર્વ જમી ગયા,
કાઢી સર્વ પતરાળા પોતે, અંતરધ્યાન શ્રીકૃષ્ણ થયા.

ઢાળ-ત્યાં જઈ શામળે મહેતાને બુધ્ધિ દીધી,
પેલી કાંશી નાંખીને તરત તાંબડી લીધી.
મારે ઘેર શ્રાદ્ધ છે ચિત્તમાંચિંતા વ્યાપી,
એવું જાણી વણિકે તાંબડી ભરીને આપી.
તે લઈ મહેતાજી ચાલ્યા વાટમાં મળ્યા વિપ્રને મન ઠર્યું,
મહેણું ભાંગવા મહેતાજીનું શામળે આવી શ્રાદ્ધ કર્યું.

લાવણી- વદે વિપ્ર ત્યાં ધન્ય મહેતાજી ભલો તમે તો કર્યો, વરો,
શાલ દોશાલ અમને આપી વણુસીધર પર છેક કર્યો
એમ ટોક મહેતાજીને કહે છે મહેતે સૌની ચેષ્ટા જાણી
નીરસુખ પાછા વળ્યા રે બ્રાહ્મણ માટે વાંકી બોલે વાણી.

ઢાળ-એમ કરતાં આવ્યાં પોળની માંહે,
અતિ પતરાળાનો ઢગ પડયો છે ત્યાંહે;
ત્યાં મહેતો આવી હરખ્યા પૂરણ મન,
ઘૃત શીદ લાવ્યા મહેતા કહે કરો ભોજન.

આવડું ઘૃત મહેતાજીએ વાપર્યું જાણે કુપમાંનીર ભર્યું,
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી- મહેતાજી ત્યાં સત્ય બોલ્યા કે ઘણું ઘૃત વાપર્યું,
પ્રાતઃકાળે હમણાં આવું કામ કૃષ્ણનું નવ જાણ્યું;
ત્યારે કામિનીએ કર ધર્યા જે કૃષ્ણ એ ળખ્યા મેં નહીં,
નાત જાતમાં વરો કરીને ગયા અદ્રશ્ય શ્યામ સહી.

ઢાળ-ધન ધન મેં રુકીધર મેણું ભાંગ્યું;
હું જન્મજન્મની અવિચળ પદવી માંગુ;
આ શ્રાદ્ધ પિતાનું કેરજ હતું તે કીધું.
એમ કહી આનંદ પામી ભકતજનનું જીવ્યું ખરું;
મહેણું ભાંગવા મહેતાજીનું આવી શામળે શ્રાદ્ધ કર્યું.

લાવણી-શ્રાદ્ધ આ પુરણ કીધું ભાવ ભકિતથી જે ગાશે,
મનની કામના પુરણ થાશે, પવિત્ર તે નર મોક્ષ જાશે,
સરસ શહેર ખંભાત જ માંહે ઔદિચ્ય ટોળકિયા કા'વે,
આવી ગોત્ર કૃષ્ણાતી કુળમાં ભકતરાજના ગુણ ગાવે.

ઢાળ-જે સદા શામળીઆ તે તો કહે છે,
ભટ્ટ પ્રેમાનંદ કર જોડી કહે છે,
જેને સદા સા'ય શામળીઓ દીનદયાળ,
આવી ગમત ટાળે ગીરીવરધર ગોપાળ.
રંક પ્રેમાનંદની વિનંતી સુણી શામળે દુઃખ હર્યું,
મહેણું ભાંગવા મહેતાજીનું શામળે આવી શ્રાદ્ધ કર્યું.

લાવણી-શ્રાદ્ધ સાંભળી દાન જ કરશે, કૃષ્ણ પ્યારા કષ્ટ કાપે,
મનવાંછિત ફળ એ સૌ આપે, સિદ્ધિનો ચેલો આપે.
ભટ્ટ પ્રેમાનંદ કે', રાજી થઈ કવિ કોઇ મા દેશો ખોડ,
શ્રોતાજન સૌ શ્રાદ્ધ સાંભળી ખરા ભાવે બોલો શ્રીરણછોડ.

❀ સમાપ્ત ❀

તમે ફિલ્મી કલાકાર બનવા આતુર છો ? ભારતના જાણીતા ફિલ્મ અભિનેતાઓની જીવન ઝરમર તથા રસપ્રદ વાતોમાં તરબોળ કરતું ગુજરાતી ભાષાનું સર્વોત્તમ પુસ્તક

# SIMPLE CINE GUIDE

# ફિલ્મી દુનિયા

કિંમત રૂ. ૭=૦૦
પોસ્ટેજ સાથે.

અથ થી ઇતિ સુધી તેમજ આધુનિક ટેકનિકલર તથા સાદી ફિલ્મનો ઇતિહાસ, અકટર, એકટ્રેસીસ, દિગ્દર્શક, સંગીતકાર, પાર્શ્વગાયક કેવી રીતે બની શકાય ? તે માટે સંપૂર્ણ માહિતી, પુરાવતું પુસ્તક, સાથે ૨૦૦ જેટલા લોકપ્રિય કલાકારો. દિગ્દર્શકો તથા ફિલ્મ સ્ટુડીયાના સરનામા, તમારા મનગમતા ફિલ્મ કલાકારો જેવા કે રાજકપુર, દેવાઆનંદ આચરાબાનુ, દિલીપકુમાર, વૈજયંતીમાલા, સાધના, શશીકપુર વિગેરેની સચિત્ર રસમય કહાનીનો વેશ છે.

---

હારમોનિયમ પર પ્રખ્યાત ફિલ્મ ગીતો વગાડતાં સહેલાઇથી શીખો

## ઈઝી હારમોનીયમ ટીચર

કિ. : રૂ. ૬-૦૦

સૂરોની સમજ ને ગીતોનાં નોટેશન સાથેનું અનુપમ સંગીતનું પુસ્તક.
૧૭ જેટલી ચુનંદી ફિલ્મોમાંના પ્રખ્યાત ગાયનોની નોટેશન આપતું ફક્ત એક જ પુસ્તક

## ઇઝી ટાઇસોકોટા ટીચર

કિંમત ૨=૨૫
પોસ્ટેજ અલગ

( જાપાનીસ બુલબુલ તરંગ શિક્ષક )

જેમાં આરાધના, પ્યાર હી પ્યાર, તુમસે અચ્છા કૌન હૈ, ડોલી, વિશ્વાસ, દો રાસ્તે, જીને કી રાહ. જેવી ફિલ્મોનાં ગાયનોનો સમાવેશ થાય છે.

પ્રાચીન અને અર્વાચીન ભક્ત કવિઓની ઘરઘરમાં ગવાતી
અમૂલ્ય કૃતિઓ-ભજનોનો મોટો સંગ્રહ

## આકાશવાણી સંતસમાજ ભજન ભંડાર

કુલ ૩૫૦ ભજનોનો સંગ્રહ.
કુલ પાના ૨૫૦ કિંમત રૂ. ૭-૦૦

---

## આકાશવાણી ચતુરસુંદર ગરબાવળી

લોકજીભે રમતા ૨૪૧ ગરબાઓ, રાસ, લગ્નગીતો ઉપરાંત
ફિલ્મી રાગના પ્રખ્યાત નવા ગરબાઓથી
ભરપુર સફેદ કાગળ પાકું પૂઠું રૂા. ૭-૦૦

---

ભક્ત કવિ સતાર બાપુના ભજનોનો મોટો સંગ્રહ

## 卐 સત્તાર ભજનામૃત 卐

ભાગ ૧-૨ સાથે * પાના ૩૬૦ * મૂલ્ય-સાડાબાર રૂપિયા
ભક્ત શ્રી સત્તાર બાપુએ બનાવેલા તથા ગાએલા
૩૧૨ ભજનોનો મોટો સંગ્રહ.

---

## જાદુ-મંત્ર-તંત્ર પ્રકાશ

ભાગ ૧ થી ૧૦ સાથે
પો. સાથે રૂા. ૬=૦૦

જાદુઈ ચમત્કારના ૫૦૦ પ્રયોગો! દેવ, દેવી, દાનવ, માનવ, ભુત, પ્રેત, ચૂડેલ ભૈરવ વિગેરેની તાંત્રિક સાધનાઓની સિદ્ધિ, મંત્રવિદ્યા, વશીકરણવિદ્યા, વગેરેનો ગ્રંથ.
બાળો અને બેબીના અવનવા નામો પાડવા ખરીદો

---

## ❁ નવા શુકનવંતા ફેન્સી નામો ❁

રાશિવાર ભવિષ્ય, સાત વારનું ભવિષ્ય ફળ છાપેલું છે.
કિંમત : રૂ. ૨-૦૦

---

● શ્રી હરિહર પુસ્તકાલય, ટાવરરોડ, સુરત. ●